# સ્વદેશ ગીતા.

સંગ્રહ કરી છપાવનાર

**બુકસેલર જડુલાલ નારણદાસ,**

ઠે. સ્વામીનારાયણના મંદિર પાસે—મુ. નડીઆદ.

પ્રથમ આવૃત્તિ. પ્રત ૪૦૦૦. સને ૧૯૨૧.

**કીંમત એક આનો.**

વેપારીઓને અને વિનામુલ્યે વહેંચવાની ઇચ્છાવાળાઓને કિફાયત ભાવે મળશે. તમારૂં સરનામું મોકલી આપો.

શ્રી લક્ષ્મી વિજય પ્રિન્ટીંગ પ્રેસ (બ્રાન્ચ)માં દેશાઈ રાયચંદ નલાલે છાપી. ઠે. નગરશેઠની મારકીટમાં રતનપોળ—અમદાવાદ.

# જ્ઞાન સાથે આનંદ આપનારે પુસ્તકો જરૂર મંગાવો.

| પુસ્તકનું નામ. | કિંમત. |
| --- | --- |
| કાળરાત્રિનું ખુની ખંજર (સચીત્ર) ભાગ ૧–૨ દરેકના | ૨–૮–૦ |
| ભામીની કે ભૈરવી ( સચીત્ર ) ડીટેકટીવ વાર્તા | ૨–૦–૦ |
| રત્નગઢની રંભા (સચિત્ર) ભેદભરમોથી ભરપુર | ૨–૦–૦ |
| રતિસુંદરી (સચીત્ર. સંસારીક પ્રપંચોનો ભેદી ચિતાર | ૨–૦–૦ |
| વિધીનું વીધાન (સચીત્ર) કીસ્મતની વિચિત્ર કળા | ૧–૮–૦ |
| પ્રેમપિંજર (સચીત્ર) ભેદી ડીટેકટીવ | ૧–૮–૦ |
| વનવાસીની (સચીત્ર) રાજ્ય ખટપટનો છુપો ભેદ | ૨–૦–૦ |
| મધુર–મધુરી (સચીત્ર) મુંબઈના શેઠનાં કામી કાવત્રાં | ૧–૮–૦ |
| મણીકાન્ત કાવ્યમાળા (સચીત્ર) ચાળીસ ચીત્રોનો મોટો જથો–ગઝલમાં ગીતા સાથે આવૃત્તિ ૯ મી | ૩–૦–૦ |
| મહાભારત (સચીત્ર) અઢારે પર્વ, મોટા અક્ષર, જાડું પુઠું પૃષ્ટ ૫૬૦ | ૩–૦–૦ |
| ભક્તિભાનુ ભાગ ૧–૨ દરેકમાં ધર્મ, નીતી અને જ્ઞાન આપનાર ચૌદ ભક્તોનાં આખ્યાનો સાથે | ૨–૦–૦ |
| દેવતાઈ જાદુગર ( સચીત્ર ) જાદુનું ઉત્તમ પુસ્તક | ૦–૮–૦ |
| કામીની ચરિત્ર ( સ્ત્રી પ્રપંચોથી ભરપુર વાર્તા ) | ૦–૮–૦ |
| જહાંદરશાહ બાદશાહની વીસ વાર્તાઓ (વાંચવા લાયક) | ૦-૧૨-૦ |

એ સિવાય તમામ જાતનાં પુસ્તકો મળવાનું ઠેકાણું:—

**બુકસેલર જદુલાલ નારણદાસ,**

**( NADIAD ) મુ. નડીઆદ.**

# અમલદારી હમારી છે.

( રાગ—ગઝલ )

પ્રભુથી ના અમે ડરીએ, દીલે ઇચ્છયું સદા કરીએ;
ન કોની દાદ સાંભળીએ, અમલદારી હમારી છે.
નથી નીતિ તણી પરવા, નથી ધર્મોજ આચરવા;
નથી વિચાર કંઈ કરવા, અમલદારી હમારી છે.
ભલે હો રંક કે શ્રીમંત, ભલે હો નેક ન્યાયી પંથ;
ભલે ભાવે ભજો ભગવંત, અમલદારી હમારી છે.
ગમે તેવા અમે ભુંડા, તમે રૂડા થકી રૂડા;
છતાં પહેર્યા કરો ચુડા, અમલદારી હમારી છે.
અમારો રોફ છે જુદો, અમારો ટેક છે જુદો;
અમારો રાહ છે જૂદો, અમલદારી હમારી છે.
ગરીબોને અમે દમીએ, અમારે સ્વાર્થે વિરમીએ;
ન કોઇને અમે નમીએ, અમલદારી હમારી છે.
થતો અમ ખોફ જેનાપર, ન કરતો સહાય તેને હર;
અજબ એવો હમારો ડર, અમલદારી હમારી છે.
છતાં જે રાખતો રાજી; કહે "હાજી બધું હાજી;"
થતો નિરવિઘ્ન તે પાજી, અમલદારી હમારી છે.
ગણો હમોને પ્રભુ જગમાં, અમે મોટા સદા કદમાં;
ચુમો ચુંગલ પડી પદમાં, અમલદારી હમારી છે.

( લેખક કાશીરામ ભાઇશંકર ઓઝા. )

## ભારત વીરનાં યશોગાન. ( રાગ—સોરઠા. )

* સ્વતંત્રતાનું તાન, સ્વર સાંભળતામાં ચઢે;
વાગી હિન્દુસ્તાન, મોહન તારી મોરલી. ૧
સત્યાગ્રહનો મંત્ર, એ મોરલીમાંથી આવે;
ભારત બને સ્વતંત્ર, મંત્ર તણી એ ભાવના ૨
અનુભવતાં એ નાદ, મુક્ત થયાં નિંદ્રા થકી;
"**અમે કોણ**" એ યાદ, ભારત સંતાનો કરે. ૩
સ્વદેશ સેવા કાજ; કષ્ટ સહન તેં કંઇ કર્યાં;
હિન્દ ભૂમિની લાજ, ટ્રાન્સવાલમાં તેં સાચવી. ૪
ચંપારણ્યે આપ પધારતાં શાન્તિ થઇ;
મજુરના માબાપ, મદદગાર ખેડુતના. ૫
હે ગાંધી ગુણવાન, ભરતભૂમિના લાડકા;
"મ્હારૂં હિન્દુસ્તાન !", મધુર મંત્ર ત્હારો અહા ૬
સ્વદેશની જે સેવ, સ્નેહ થકી કરતા સદા;
તે દુનિયાંના દેવ, તે ટોળામાંહી મળ્યા. ૭
તન મન ધન ત્હેં ભ્રાત, ભારતને અર્પણ કર્યું;
અસહકારનો મંત્ર, હિન્દ હિત કાજે કર્યો. ૮

---

* મણીકાન્ત કાવ્યમાળામાંથી છેલ્લી એક લીટીમાં ફેરફાર કરી છાપ્યું છે. મણીકાન્ત કાવ્યમાળા હમારી પાસેથી મળશે. રૂ. ૩)

---

# સ્વરાજ્ય સિદ્ધિ.

## બસ પહેરજો તમે ખાદી.

જો સ્વરાજ્ય લેવા ચાહો,-બસ પહેરજો તમે ખાદી;
જો હિન્દ બાળ કહેવાઓ,-તો પહેરજો તમે ખાદી.
કપાસ—મુજ વાવેતર હાલ થયું છે સારા હિન્દે બહુ;
પણ મુજ બાળક વિદેશ રખડે કથની કોને કહું.
જો લાગણી ઊર રાખો;-તો પહેરજો તમે ખાદી.
કપાસીયા—ચરખો ભુલી જવાથી આજે બળી રહ્યો છું બહું;
સત્વ વિનાનો સૌ સ્થળ રખડું શ્રાપ કોને હું દઉં.
જો પ્રાયશ્ચિત કરવા ધારો;-તો પહેરજો તમે ખાદી.
રૂ—પૂર્વજ સઘળા સંઘરતા પણ દેશવટે છું હાલ;
શક્તિહીણા તો શે નીપજાવ્યું ? શું બનાવવા કંગાલ.
જો હિન્દ બાળ કહેવાઓ;-તો પહેરજો તમે ખાદી.
પુણી—સ્વરાજ્યનો હું માર્ગ બતાવું લાવો રેંટીઓ એક;
પોચા દીલથી પ્રાણ વધારૂં જુવો જુસ્સો ને ટેક.
જો મર્દ થવાને ચાહો;-તો પહેરજો તમે ખાદી.
સુતર—સ્વરાજ્યનો સંદેશ હું લાવ્યું એક તાર એ મંત્ર,
હિંદુ મુસલીમ ભેદ તજીને શોધી લો સ્વાતંત્ર.
જો હિંદ હિત ઊર ધારો,-તો પહેરજો તમે ખાદી.
ભારત—સ્વદેશીનો અવતાર થયો મેં લીધું સ્વરાજ્ય આજ;
સમીપ સમય સ્વતંત્રતાનો પુકારે ભારતી માત.
જો સ્વદેશી પુજક થાઓ;-તો પહેરજો તમે ખાદી.

# અમારી પ્રતિજ્ઞા.

( રાગ—ગઝલ. )

અમોએ જન્મ લીધો છે; ભૂમીની શેવ કરવાને;
દારીદ્રય દુ:ખ હરવાને, અમારી એ પ્રતિજ્ઞા છે.
બચાવી દુ:ખથી ભારત, અમર સુખો સ્થપાવીશું;
ચણાવી ઉન્નતિ કીલ્લા, અમારી એ પ્રતિજ્ઞા છે.
મારા દેશ બાંધવને; સ્વદેશીમાં ઝુલાવીશું;
ગવાડી દેશનાં ગીતાં, અમારી એ પ્રતિજ્ઞા છે
વિદેશી માલના સંગી, વ્યભિચારી નહિ બનીએ;
સ્વદેશી માલ વાપરીએ, અમારી એ પ્રતિજ્ઞા છે.
નહિ ફેશનના લોભે, પતંગીઆ સમ ઝંપલાઇએ;
ગુણો નિજ દેશના ગાઇએ, અમારી એ પ્રતિજ્ઞા છે.
અમારાં હાડ ખડકીને, દીવાલો ઉન્નતિ ચણીશું;
કલંકો સર્વ કાપીને, અમારી એ પ્રતિજ્ઞા છે.
અમારી ભારતી માટે, અમારા પ્રાણ આપીશું;
સ્વાધીનતા દેશની લેશું, અમારી એ પ્રતિજ્ઞા છે.
બતાવે દ્રવ્યની લાલચ, નહિ પરતંત્રતા લઈશું;
સબુરી દેશની રોટી, અમારી એ પ્રતિજ્ઞા છે.
કદી વિશ્વાસથી મારે, નહિ વિશ્વાસ તો કરશું;
બની સત્યાગ્રહી પુરા, અમારી એ પ્રતિજ્ઞા છે.
ભુમિનાં બંધ તોડવવા, અડગ સમશેર ઝાલીશું;
અરિ સંકટ વીદારીશું, અમારી એ પ્રતિજ્ઞા છે

ગયેલી દેશ આબાદી, સમૃદ્ધિ પાછી લાવીશું;
વસાવી ઐક્ય ભાવોને, અમારી એ પ્રતિજ્ઞા છે.
ભણીશું રાષ્ટ્રીય શાળે, અભ્યુદય દેશનો કરવા;
ગજવશું ઘોષ વિજયના, અમારી એ પ્રતિજ્ઞા છે.
ભણી સ્વરાજ્યના સુત્રો, તીલકની કર્મ ગીતાને;
અસહકારી બની જાશું, અમારી એ પ્રતિજ્ઞા છે.
( ચતુરલાલ ઉત્તમરામ પંડયા–પાદરા. )

---

## અમે તો ભરતભુમિના બાળ.

અમે તો ભરતભૂમિના બાળ,–અમોને કેવળ એપર વ્હાલ,
નિરંતર કેવળ એપર વ્હાલ.
સ્વર્ગસમી પર ભૂમી સુંદર ભલે રસમાં રમનાર,
અમ અન્તરમાં એને તેજે પળ ભર નહિ ચમકાર.–અમે.
રંક ભલે રહી માત અમારી તદપિ તે અમ પ્રાણ,
હૈયા ગેલ સલુણા હેતી શીખવે ઉન્નત ગાન.—અમે તો.
અવર ભૂમિની ભુરકીમાં નહિ ભરત અમે ભુલનાર,
પરમાતાનાં લાડ લુખેરાં તે શું દુઃખ દળનાર.—અમે તો.
અનેક વૃત કંઈ અમે ઉજવીશું ઝગતા સુર ઝમકાર,
ઉષા સમી બસ ભરત હસાવી જગવીશું જયકાર.
અમે તો ભરતભૂમિના બાળ,–અમોને કેવળ એપર વ્હાલ.
( વસન્ત વિનોદી. )

# ગુણવંતી ગુજરાત.

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત;
નમિયે નમિયે માત, અમારી ગુણવંતી ગુજરાત.
મોંઘેરા તુજ મણિમંડપમાં આ ઝુકી રહ્યાં અમ શિષ;
માત મીઠી તુજ ચરણુ પડીને માગીએ શુભ આશિષ—અ
મીઠી મનોહર વાડી આ ત્હારી નંદનવન શી અમોલ;
રસ ફુલડાં વીણુતાં વીણુતાં ત્યાં કરીએ નિત્ય કલોલ — અ.
સંત મહંત અનંત વીરોની વહાલી અમારી માત;
જય જય કરવા ત્હારી જગમાં અર્પણુ કરીએ જાત—અ.
ઊંડા અઘોર અરણ્ય વિશે કે સુંદર ઉપવન માંય;
દેશ પ્રદેશ અહોનિશ અંતર એકજ તારી છાંય—અ.
સર સરિતા રસભર અમી ઝરણાં રત્નાકર ભરપુર;
પુણ્ય ભૂમિ ફૂળ ફુલ ઝઝુમી માત રમે અમ ઉર—અ.
હિન્દુ મુસલમિન પારસી સરવે માત અમે તુજ બાળ;
અંગ ઉમંગ ભરી નવ રંગે કરિયે સેવા સહુ કાળ—અ.
ઉર પ્રભાત સમાં અજવાળી ટાળી દે અંધકાર;
એક સ્વરે સહુ ગગન ગજાવતા કરિયે જય જયકાર—અ.

( અરદેશર ફરામજી ખબરદાર )

## સહકારી અને અસહકારીનો સંવાદ.

( રાગ—શામાટે શંકા કરે સતી તુજ પતિભક્તિ સાચી. )

સહકારી—

શા સુખ સારૂં તજો, અરે કાં રાષ્ટ્ર યોગ ધારો ? [૨]
તમે સહકાર ગણો પ્યારો. [૨]

અસહકારી—(સાખી)

અનુભવ લીધો મેં અતિ, થઇ ભારતમાત ગુલામ;
હડધુત તેનાં બાળકો, થાયે ઠામોઠામ
કાળા ગોરામાં ભેદ જણાવે, બ્રીટન વચન દઇને ફોસલાવે;
તે સારૂં સહુ તજી; અમે સહકાર ગણ્યો ખારો, [૨]
અરે ! અસહકાર હવે પ્યારો. [૨)

સહકારી—

જે. પી નાઈટ ઇલ્કાબ તજીને; મોહ ચાંદનો મોહ વરજીને;
શું સુખી થવા ધારો ? હૃદયમાં બુદ્ધિ જરા ધારો, [૨]
તમે સહકાર ગણો પ્યારો. [૨]

અસહકારી—(સાખી)

માન ચાંદના મોહમાં, દેશભક્તિ નવ થાય;
કોપે જો સરકાર તો, પળમાં પાછા લઈ જાય.
માનચાંદથી ભુખ નવ ભાગે; મૃત્યુ થાયે કંઈ કામ ન લાગે;
શું સમજી મમ મિત્ર, તમે સહકાર ગણો પ્યારો, [૨]
અરે ! અસહકાર હવે પ્યારો. [૨]

સહકારી—

વકીલ બેરીસ્ટરની ડીગ્રીઓ, મુકી પ્રોફેસરની પદવીઓ;
સ્વાર્થત્યાગ કાં કરો ? સગાંનું હીત જરા ધારો. (૨)
હવે સહકાર કરો પ્યારો. (૨)

અસહકારી—[ સાખી ]

દેશભક્તની ડીગરી, જગમાં મોંઘી મનાય;
બોર્ડ બી એ. એલ-લૉ તણાં, ઠામોઠામ વંચાય.
સ્વાર્થત્યાગથી રાષ્ટ્ર દીપાવું, બંધુ સુણો હું સૌ સંભળાવું;
સ્વદેશ ઉદય કાજ, કર્યો સહકાર હવે ખારો (૨)
ગણી અસહકાર અતિ પ્યારો. (૨)

સહકારી—

અસહકારની શીખામણ દોછો, કામ રાજદ્રોહીનું કરોછો;
જેલ મહીં જાશો, તમારો મુમત હવે મારો (૨)
તમે સહકાર ગણી સારો. (૨)

અસહકારી—[સાખી]

નિર્દોષી પામે જેલને, ગણે ન દુઃખ તલભાર.
કૃષ્ણ જન્મે જેલમાં, કરવા હિન્દ ઉદ્ધાર.
રાજદ્રોહ તમે કોને કહો છો ? બંધુ અવળું શું સમજો છો;
કરી શાન્ત ચિતે વિચાર, કરો સહકાર તમે ખારો; [૨]
ગણો અસહકાર હવે પ્યારો [૨]

સહકારી—

રામ રાજ્યથી અધિકું સુખ આપ્યું,
રેલ તાર કરી બહુ દુઃખ કાપ્યું;

પ્રજા ઉપર રાખે પ્યાર, છતાં કેમ વિચાર આમ નઠારો [૨]
તમે સહકાર ગણો પ્યારો. [૨]

અસહકારી—(સાખી)

ઈજારો દઈ દારૂનો, કરો નિરબળ હિન્દુસ્તાન;
રંગ ભેદ બહુ રેલમાં, નહિ નેટિવનું માન.
જલીઆં બાગમાં કતલ ચલાવી, નિરદોષજનોનું લોહી રેલાવી.
મચાવ્યો ડાયર ત્રાસ; તેથી સહકાર ગણ્યો ખારો.[ ૨]
કરી અસહકાર હવે પ્યારો. [૨)

સહકારી—

લડયા વિમાનો વીણ કેમ વ્હાલા, નથી તોપતલવારો ભાલા;
સુખી થવા જો ધારો, મુકી દીઓ સ્વરાજ લવારો, [૨]
ગણી સહકાર બંધુ સારો [૨]

અસહકારી—(સાખી)

પ્રબલ શસ્ત્ર સુદર્શનતણું, રેંટીઓ રૂડું નામ;
આસુદ્ધ અમારૂં એ ગણું, જેનું ભારે કામ.
મરવું નથી નહિ મારવા જાવું, સ્વદેશી વૃત્તથી બ્રીટન હઠાવું;
ગાંધીજી ગુરૂ ગણી, અમોએ હિન્દ કર્યો પ્યારો, [૨]
અમે સહકાર ગણી ખારો. [૨]

સહકારી—

બાળ તમારાંનું હિતવિચારો; સરકારી નિશાળમાંથી ન ઉઠાડો;
છેવટની આ અરજ, અમારી ધ્યાન વિષે ધારો; [૨]
ગણી સહકાર બંધુ પ્યારો. [૨]

અસહકારી—[સાખી]

દેશભક્તિને ધર્મનું, સરકાર ન આપે જ્ઞાન;
સ્ટુડન્ટ જપતા નોકરી, અવર ન એ વિણુ ભાન.
માફ કરો મુજને મમ બંધુ; દેશભક્તિ વિણુ સઘળું ખોટું;
લેવા હિન્દ સ્વરાજ; અમે સહકાર ગણ્યો ખારો. [૨]
અરે! અસહકાર હવે પ્યારો [૨]

(ચોકસી જદુલાલ નારણદાસ નડીયાદ.)

## ભારત સૈનિકનું ગીત.

સૂતાતા બાણુ શૈયામાં પિતામહ ધર્મને કાજે;
સહીશું ને વહીશું સહુ અમે અમ દેશને કાજે.
જીરવશું ઝેરના પ્યાલા ગણી સાકર સમા મીઠા;
ખમીશું, ઝુઝશું, જીતશું, પડીને મૃત્યુના મુખમાં.
અમોને દેશની સેવા, એ એકજ એક સુખછે હા;
ખરેખર દેશની સેવા, છે દુર્લભ દેવને પણ હા.
ઉઠો, જાગો, બોલાવે મા, નગારાં યુદ્ધનાં વાગે;
ગાજે છે તોપ દુશ્મનની, કસોટી વીર! છે આજે.
ભભુકતા તોપના ગોળાની પહેરીશું અમે માળા;
અમે શસ્ત્રોના સાગરને અને અગ્નિ તણી જ્વાળા.
ઝીલીશું ને જીરવશું હા, અમારા દેહને કવચે;
અડગ અમ હાથ ને હૈયાં; અમારા દેશની ફરજે.
અમર અમ દેહને આત્મા, અમર અમ ધર્મને કીર્તી;
અમર અમ માત ભારતને, અમર અમ દેશની પ્રીતિ.

(મુળજીભાઇ દુર્લભજી વૈદ.)

# પ્રપંચી કો' ખરા કે નહિ ?

( રાગ—ગઝલ )

અમારે આંગણે આવી, અમોને ખુબ લલચાવી;
ગયા ત્યાંજે તમે ફાવી, પ્રપંચી કો' ખરા કે નહિ ?—૧
સલામી તો પ્રથમ ભરતા, કહ્યું ડહાપણભર્યું કરતા;
હમારાથી બહુ ડરતા, પ્રપંચી કો' ખરા કે નહિ ?—૨
કરી વેપારની વાતો, ફસાવ્યા ભોળવી આંનો;
હવે મારો તમે લાતો, પ્રપંચી કો' ખરા કે નહિ ?—૩
ઘણાં નાખ્યાં કપટ વિધિ, લખાવી મિલકતો લીધી;
ન પાછી એ તમે દીધી, પ્રપંચી કો' ખરા કે નહિ ?—૪
નવાબી ચાલતી જ્યાં જ્યાં, કર્યા કદમો તમે ત્યાં ત્યાં;
લડાવ્યા માંહો માંહિયાં, પ્રપંચી કો' ખરા કે નહિ ?—૫
પ્રથમ ભેળા અમે લીધા, અને ઘરમાં જવા દીધા;
છતાં ચાલ્યા નહિ સીદ્ધા, પ્રપંચી કો' ખરા કે નહિ ?—૬
દીધી જ્યાં આંગળી ત્યાં તો, બધી અમ દેહને પકડી;
અને રાખ્યા તમે ઝકડી, પ્રપંચી કો' ખરા કે નહિ ?—૭
કરી ખટપટ મહીં પેઠા, મુનીમજી શેઠ થઇ બેઠા;
વચન જુઠાં અને મીઠાં, પ્રપંચી કો' ખરા કે નહિ ?—૮
કરેલા ગુણ ગયા વિસરી, ચલાવી ચાલતો દુસરી;
બહુ ખાધાં માંખણ મીસરી, પ્રપંચી કો' ખરા કે નહિ ?—૯

ગણ્યા મહાદેવથી મોટા, પૂજામાં હારને ગોટા;
કર્યા એ સહુ તમે ખોટા, પ્રપંચી કો' ખરા કે નહિ ?–૧૦
સલામી સાચી નહિ દેવી, થયા દુઃખી તને સેવી;
અધમતા આદરી એવી, પ્રપંચી કો' ખરા કે નહિ ?–૧૧
હવે ફરીયાદ ક્યાં કરવી, અદાલત ન્યાયની ભરવી;
અરજ પ્રભુ આગળે ધરવી, પ્રપંચી કો' ખરા કે નહિ–૧૨

(લેખક–વસોવાળા ઈશ્વરચંદ્ર અવિનાશી યોગેન્દ્ર)

## અમારે ને તમારે શું ? (રાગ—ગઝલ.)

વગાડી હાથથી ચપટી, લીધાં સાધન બધાં ઝપટી;
અમે ભોળા તમે કપટી, અમારે ને તમારે શું ?—૧
પૂરો વિશ્વાસ તો કીધો, બતાવ્યો માર્ગ ના સીધો;
દગો છેવટ અરે દીધો, અમારે ને તમારે શું ?—૨
ખરા બહાદુર તમે કહાવો, જુલમ કરતાં ઘણું ફાવો;
ન ચાલે કોઇનો દાવો, અમારે ને તમારે શું ?—૩
ત્રિજોરીમાં તમે પુરા, લઢે હથિયારમાં શુરા;
કર્યા નિર્દોષના ચુરા, અમારે ને તમારે શું ?—૪
જુલમ પંજાબમાં કીધો, છતાં ઈન્સાફ ના દીધો;
અમલ દારૂ તમે પીધો, અમારે ને તમારે શું ?—૫
ધમાલો ધર્મપર કીધી; ખીલાફતને ખુંચી લીધી;
નજર આપે નહિ દીધી, અમારે ને તમારે શું ?—૬
કર્યા પરદેશીને પ્યારા, રચ્યા ત્યાં કાયદા ન્યારા;
રહ્યા ના ધર્મના ધારા, અમારે ને તમારે શું ?—૭

કરી હા આંખને કરડી, નાંખ્યાં બંટી મહી ભરડી;
હવે જાગ્યા આળસ મરડી, હમારે ને તમારે શું ?—૮
( લેખક-વસોવાળા ઈશ્વરચંદ્ર અવિનાશી યોગેન્દ્ર.)

## રેંટીઆ મહાત્મ.

( રા.ગ—ભજન. )

તનનો ચરખીડો અદભુત સરખો શબ્દ સુતરથી ફરતો,
" ગુરૂ ગાંધીથી " ગમ પડી હવે તો સઘળાં સંકટ હરતો;
લગની " મોહન "ની લાગીરે, સકળ ભ્રમણાઓ ભાંગીરે....
દીવ્ય કાષ્ટનો ચરખીડો સુંદર સુઘડ સુતારે ઘડીઓ;
માનવીએ તે માની લીધો મ્હારો મ્હારો કરીઓ.-લગની.
અંત:કરણ ઈંઢોળી પ્રોઈ દશ દામણીઆ લીધા;
મન માંકડી ચોકસ કરીને આંટા અદભુત લીધા—લગની.
ત્રીક ત્રીવેણી સુંદર તેની માળા ચૈતન્ય કેરી;
"અસહકારી" ત્યાં ધરે પુણીઓ ફરે રેંટીઓ ફેરી.-લગની.
" મોહન સદગુરૂ " બળથી કાંતો સુતર સારૂ,
પરમાત્મા કંઈ કૃપા કરે તો મળે "સ્વરાજ્ય" બારૂં-લગની.
( લેખક મણીલાલ મોહનલાલ માતરીઆ. )

---

# પ્રશ્નમાળા.

( રાગ ગઝલ. )

અરે ! મુજ દેશી બન્ધુ હો ! ન શું સૌ આપણે ભ્રાતા ?
ભુલી ભેદોપભેદો તો, નહિ કાં એક સૌ થાતા ?
ભલે બંગાળી–પંજાબી, ભલે તૈલંગી મદ્રાસી !
ભલે દક્ષિણી-ગુજરાતી, ન શું સૌ હિન્દના વાસી ?
ભલે હો હિન્દુ–મુસલમાન, ભલે હો પારસી ક્રીસ્તાન !
પરન્તુ બંધુ એ સૌયે, નહિ શું હિન્દના સંતાન ?
સુધારક કે રૂઢી રક્ષક, ભલે મિતવાદી કે ઉદ્દામ;
રૂચે જે તે ભલે હોયે, જુદાઈ તેથી શાને આમ ?
રહીને હિન્દના ઘરમાં, શું ન લોહી હિન્દનું વહેતું.
જરૂર સંતાન ભારતનાં, સહુ આપણ છીએ બન્ધુ.

( લેખક ચંદ્રશંકર નર્મદાશંકર પંડયા. )

## ખાદીનો પોશાક.

નીરમળ અને નીરદોષ સાદો ખદીનો પોશાક છે.
લાખો જનોનો રોટલો આ ખાદીનો પોશાક છે.
યુનીફોર્મ ગાંધી સૈન્યનો આ ખાદીનો પોશાક છે.
દુશ્મનોને અકળાવતો આ ખાદીનો પોશાક છે.
સ્વરાજ્યના ફકીરો તણો આ ખાદીનો પોશાક છે.
હરીફ મેન્ચેસ્ટર તણો આ ખાદીનો પોશાક છે.
ઊદય હમારા હિન્દનો આ ખાદીનો પોશાક છે.

( ચંદુલાલ નંદલાલ દેસાઈ. )

# રેંટીઆ સ્તોત્ર.

[રાગ-ગઝલને મળતો.]



પ્રાચીન અમારા દેશનો, ઉદ્યોગ ગૃહનો રેંટીઓ;
ઘર ઘર ફરી જાગૃત કરો, પાછો મુકેલો રેંટીઓ.—૧
જેટલા આંટા તમારા હાથ ફરશે રેંટીઓ;
તેટલું સ્વરાજ્ય પાસે લાવશે આ રેંટીઓ—૨
મૃત પ્રાય ભારત દેશનું છે એક અમૃત રેંટીઓ;
ભારત તણા સૌ રોગનું છે એક ઔષધ રેંટીઓ—૩
લાખો નિરશાની મહીં આશા કીરણ છે રેંટીઓ;
ભારત તીમિર દળ ભેદિને ચમકી રહ્યો છે રેંટીઓ—૪
મશગુલ થઈ એ સુરમાં જન ફેરવો આ રેંટીઓ;
સ્વધર્મની સેવા તણી છે ભવ્ય મૂર્તી રેંટીઓ—૫
મંદિર અને મસજીદમાં પધરાવજો આ રેંટીઓ;
સાઠ કોટિ દ્રવ્યનો રક્ષક પિતા છે રેંટીઓ—૬
દુષ્કાળનો પણ કાળ છે આ કાળ ભરતો રેંટીઓ;
ભુખ્યા કરોડો ભાન્ડુનો છે અન્નપૂર્ણા રેંટીઓ—૭
ટાઢે થથરતાં રંક જનનો વસ્ત્રપૂર્ણા રેંટીઓ;
પંજાબ ખીલાફતનો છે ન્યાયપૂર્ણા રેંટીઓ—૮
આ શસ્ત્રહીન પ્રજાતણો છે શસ્ત્રપૂર્ણા રેંટીઓ;

અસહકાર કેરા યુદ્ધમાં આયુધ અમારો રેંટીઓ—૯
ચક્ર સુદર્શન સમો રમરમ ફરતો રેંટીઓ;
બની કૃષ્ણ વીર તનુ ભરતનાં ચાલુ કરો આ રેંટીઓ-૧૦
કુરૂક્ષેત્રમાં કૌરવ દળો થરકાવશે આ રેંટીઓ;
લાજ લેંકેશર તણી લુંટાવશે આ રેંટીઓ—૧૧
માન માન્ચેસ્ટર તણાં મુંકાવશે આ રેંટીઓ;
રાવણ રીપુ રણ રોળી સીતા લાવશે આ રેંટીઓ—૧૨
પારસી તો પા ઋષી આખો ઋષી છે રેંટીઓ;
શ્વેત ઉપવીત ધારી વધતો વેદ મંત્રો રેંટીઓ—૧૩
ચેતન કુવારા દેશમાં ઉરાડતો આ રેંટીઓ;
મરૂભૂમિને રસઋસ કરી ફળદુપ કરતો રેંટીઓ—૧૪
જડ કાષ્ટનો જો કે બનેલો દીસતો આ રેંટીઓ;
ચેતન થકી ભરપૂર ને જીવંત છે આ રેંટીઓ—૧૫
ખાએ નહી પીએ નહી સૂવે નહી આ રેંટીઓ;
થાકે નહી થોભે નહી ને કામ આપે રેંટીઓ—૧૬
સ્વરાજ્યના નીશાનમાં ચીતરાવજો આ રેંટીઓ;
આત્મશુદ્ધિનો અલૌકિક મંત્ર મોંઘો રેંટીઓ—૧૭
ગાવે કબીરા પદ મહીં કે છે પવિત્ર રેંટીઓ;
ગાંધી લખે નવજીવનમાં કે સ્વરાજ્ય ચાવી રેંટીઓ-૧૮
ખાતાં પીતાં સુતાં અને વળી સ્વપ્નમાંહી રેંટીઓ;
રટણ કરજો રાતદીન બસ રેંટીઓ ને રેંટીઓ—૧૯

સમાપ્ત

વગર ઇજાએ વાળ કાઢવાના સાબુનો

# "હુન્નર શીખવાની એક ઊમદા તક."

આથી અમારા સર્વે દેશી ભાઇઓને જાહેર કરીએ છીએ કે અમો આજ તેર વર્ષથી વધુ વખત થયાં સી. સી. મહાજનને વગર ઇજાએ વાળ કાઢવાનો સાબુ બનાવી આપતા હતા. અને તે હુન્નર પરદેશી માલની હરિફાઇમાં સ્વદેશી માલને ઉત્તેજન મળે તેવા હેતુથી અમો જાહેર પ્રજાની સેવામાં મુકવાની ઇચ્છા રાખીએ છીએ. માટે જેઓને તે "હુન્નર" શીખવાની મરજી હોય તેઓને ફક્ત રૂ. ૨૫) લઈ "**ઘેર બેઠાં શીખવવામાં આવશે.**" હાલમાં તેવી જાતના સાબુઓ બજારમાં ગ્રુસ ૧ ના રૂ. ૨૦) થી ૩૦) સુધી વેચાય છે; પરંતુ અમો ગેરંટી આપીએ છીએ કે તેવા સાબુઓ ફક્ત ગ્રુસ ૧ ના રૂ. ૧૦) થી ૧૨) સુધી બનાવી શકાય છે. આથી તેમાં કેટલા ટકા નફો રહેલો છે, તે શીખનાર સહેજે સમજી શકે તેમ છે. તમારૂં સરનામું મોકલી આપો.

**ચોકસી જદુલાલ નારણદાસ,**

ઠે. સ્વામીનારાયણના મંદિર પાસે,—નડીઆદ.